# મુસલમાનોનો જીવનધ્યેય

: લેખક :
શમ્સ પીરઝાદા

: અનુવાદક :
સુલ્તાન અખ્તર

# પ્રસ્તાવના

ઈસ્લામી સાહિત્ય પ્રકાશન છેલ્લા વધુ વર્ષોથી ગુજરાતી ભાષી પ્રજા સમક્ષ ઈસ્લામના મૂળભૂત સિદ્ધાંતો અને માનવસમાજના નિર્માણમાં ઈસ્લામની મહત્તા તથા મૂલ્યો આધારિત સામાજિક ક્રાંતિ માટે માર્ગદર્શક સાહિત્ય મૂકતું રહ્યું છે.

આ જ પરંપરાને યથાવત રાખતાં "મુસલમાનોનો જીવનધ્યેય" નામનું આ પુસ્તક ગુજરાતી ભાષી પ્રજાના લાભાર્થે પ્રસિદ્ધ કરી રહ્યું છે.

પ્રસ્તુત પુસ્તક એ વાત સમજાવે છે કે મનુષ્યના જીવનનો સૌથી મહત્ત્વનો પ્રશ્ન શું છે? અને માનવજીવનની સાચી હકીકત કઈ છે અને તે સમજવા માટે શું કરવું જોઈએ? માનવીએ ઈશ્વરે આપેલ સત્ય ધ્યેય માટે જીવન સમર્પિત કરવું જોઈએ. માનવીએ પોતાના જીવનનું કર્તવ્ય સમજવું જોઈએ અને તે મુજબ પોતાના વાણી-વર્તન-આચરણને ઢાળવું જોઈએ અને જીવન ધ્યેય અને કર્તવ્યના તકાદાઓને પરિપૂર્ણ કરવા જોઈએ. આ પુસ્તક કુર્આનેમજીદના પ્રકાશમાં માનવજીવનની ખરી હકીકત અને આ હકીકત ઉપર ઈમાન લાવનાર મુસલમાનોના જીવનધ્યેયને સમજી શકાય અને મુસ્લિમ સમુદાય બાબતે પ્રવર્તતી ગેરસમજો દૂર કરી શકાય તે બાબત ઉપર પ્રકાશ પાડે છે.

આ અગાઉ આ પુસ્તિકાની સાત આવૃત્તિઓ પ્રસિદ્ધ થઈ ચૂકી છે. આ આઠમી આવૃત્તિ આપની સમક્ષ રજૂ કરતાં અલ્લાહના આભારસહ હર્ષની લાગણી અનુભવું છું.

**ચેરમેન,**
**ઈસ્લામી સાહિત્ય પ્રકાશન**

# મુસલમાનોનો જીવનધ્યેય

## બુદ્ધિની માંગણી :

માનવી ઈંટ-પથ્થરની જેમ કાંઈ ભાનવગરની વસ્તુ નથી અને ન તો એ કોઈ નિર્જીવ યંત્ર છે જે ઘસાઈ ઘસાઈને પૂરૂં થઈ જાય છે છતાં તેને પોતાના ધ્યેયની ખબર ન હોય, અને ન એ કોઈ ચરનારૂં કે ચણનારૂં પ્રાણી-પક્ષી છે જે આ દુનિયાને ચરવા-ચણવાનું મેદાન સમજે છે. બલ્કે માનવી એક સભાન તથા બુદ્ધિમાન પ્રાણી છે અને એ જ કારણે એ જગતની બધી રચનાઓથી ચઢિયાતું છે. એ જ્ઞાન અને ભાન વડે જ તેણે જગતને અતિ રમણીય બનાવ્યું છે. એટમ જેવી શક્તિની શોધ કરીને તેને પોતાના ઉપયોગ માટે તાબે કરી લીધી છે અને પૃથ્વી ઉપર એક મનમોહક સંસ્કૃતિ પેદા કર્યા બાદ હવે એનું ઉડ્ડયન અવકાશ તરફ શરૂ થયું છે.

જ્ઞાન-ભાન ધરાવનાર એ મહાન હસ્તી વિષે એમ ધારવું કે એણે પોતાના જીવનના દિવસો ગમે તેમ પૂરા કરીને એમ જ માટીમાં ભળીને ફના થઈ જવાનું છે, કેટલી નિરર્થક તથા બુદ્ધિવિહોણી વાત છે ! શું કરોડો માનવીઓના જીવન, વર્ષા ઋતુમાં ઉભરાઈ આવનાર જીવ-જંતુઓની જેમ નિરર્થક અને મૂલ્યવિહીન છે ? હકીકત એ છે કે જીવનનું ધ્યેય-વિહોણા હોવું એ એક એવી અયોગ્ય ધારણા છે કે કોઈ પણ માણસ એને કાયમ નથી રાખી શકતો. તેથી જ માણસો દુન્યવી લાભો અને ભૌતિક ધ્યેયોને પોતાના અસલ ધ્યેય ઠેરવવા લાગે છે. સામાન્ય રીતે તેઓ દુન્યવી ધન-દૌલત તથા મોટાઈ અને એના લાભ તથા સ્વાદ અને એશ-આરામ મેળવવાને જ પોતાનું જીવન-ધ્યેય સમજે છે અને પોતાના જીવન-પુસ્તકમાં એ વાત નોંધી લે છે કે "આજીવન દુનિયામાં જ ભોગ-વિલાસ કરી લો કારણ કે એના પછી કોઈ દુનિયા નથી !"

અને જે લોકો કંઈક શક્તિ ધરાવે છે તેઓ સત્તા તથા માન અને મોભાના ઈચ્છુક હોય છે, પરંતુ આજનો યુગ સામુદાયિક તંત્રનો યુગ છે તેથી રાષ્ટ્ર કે દેશ અને કોમ કે વર્ગની સેવાને ધ્યેયનો મરતબો અપાય છે. અને આ મજકૂર વાતાવરણમાં જેઓ સહેજ આગળ વધે છે તેઓ કોઈ ભૌતિક જીવન-વ્યવસ્થા (Materialistic Way

of Life) કાયમ કરવાના કાર્યને પોતાનું તથા માનવતાનું જીવન-ધ્યેય ઠેરવવા લાગે છે. પરંતુ આ તથા એના જેવા બીજા સુંદર તથા આકર્ષક ધ્યેયો પર વિચાર કરવામાં આવે તો જણાઈ આવે છે કે એમની હકીકત "જીવવા ખાતર જીવવું" સિવાય કંઈ જ નથી અને એ "જીવવા ખાતર જીવવું" એ એવી જ નિરર્થક વાત છે જેમકે "લખવા ખાતર લખવું !"

હકીકત એ છે કે માનવીનું બુદ્ધિમાન હોવું જ તેનુ જવાબદાર હસ્તી હોવાનું સ્પષ્ટ પ્રમાણ છે અને જીવનને નિરર્થક ઠેરવ્યા પછી માનવીની જવાબદારીભરી હેસિયત બાકી નથી રહેતી. માનવી મોઢેથી ભલે ગમે તેવી વાતો બનાવે છતાં એના અંતરનો પોકાર તો એ જ છે કે તે એક ધ્યેયવાન તથા જવાબદારીભર્યું જીવન જીવવા માટે જ પેદા થયો છે અને બુદ્ધિની માંગણી એ છે કે ખરા તથા યોગ્ય ધ્યેય ખાતર જીવન ગુજારવામાં આવે.

## જીવનનો સૌથી મહત્ત્વનો પ્રશ્ન :

જીવનધ્યેય નક્કી કરવાનો પ્રશ્ન કોઈ મામૂલી પ્રશ્ન નથી કે માનવી પોતે જ પોતાના જીવનની હકીકત જાણી લે અને ખરો ધ્યેય ઓળખી લે, છતાં આજનો માનવી સાંસ્કૃતિક જીવનની ભૂલ-ભુલામણીમાં કંઈક એવો ખોવાઈ ગયો છે કે એને આ પાયાના અતિ મહત્ત્વના પ્રશ્ન પર વિચાર કરવાની સૂઝ જ નહીં પડી હોય અને કેટલાય એવા હશે જેઓને વિચારવાના મોકા મળ્યા તો પણ તેઓ એના પર એક આછી નજર નાંખી આગળ વધી ગયા અને એ વિષે એક ઉપરછલ્લો મત કાયમ કરીને મનને શાંત કરી દીધું, પરંતુ યાદ રાખવું જોઈએ કે જીવનની ખરી કિંમત એ અમૂલ્ય ઘરેણા (જીવનના ખરા ધ્યેય)ના મેળવી લેવામાં જ છે. તેથી એને બીજા બધા જ કાર્યો કરતાં પ્રાથમિકતા મળવી જોઈએ. સમયના અભાવનું બહાનું અત્રે અર્થ-વિહોણું છે, કારણ કે જે કાર્યમગ્નતા તથા પ્રયાસોની દિશા ખરા ધ્યેય તરફ ન હોય તે ખોટી તથા નિરર્થક છે અને એનું દષ્ટાંત એવું છે જેમકે કોઈ માણસ એક મહેલ તૈયાર કરવાની યોજના બનાવે અને તેના માટે સારામાં સારી સાધન સામગ્રી પણ મેળવી લે પરંતુ તેને જમીન પર ચણવાને બદલે હૃદયમાં બાંધકામ શરૂ કરે. દેખીતું છે કે જો એ આખી ઉંમર પ્રયાસ કરતો રહે તો પણ મહેલ બંધાવાનો નથી. બિલકુલ એ જ પ્રમાણે ઉપર્યુક્ત માનવી જે કાર્યને રચનાત્મક

ધારીને કરી રહ્યો છે તે કાર્યનો કોઈ ખરો પાંયો નથી, માટે એની બધી મહેનત પાણીમાં જ જવાની છે.

ઉપરોક્ત હકીકતને દૃષ્ટિ સમક્ષ રાખીને જો આપ પોતાના જીવનને સફળ બનાવવા ઈચ્છતા હોવ તો કામકાજની ભરમાર તથા સમયના અભાવ વગેરેના બહાના પડતા મૂકો. ઉચ્ચ ધ્યેયને ખાતર ત્યાગ તથા કુર્બાની આપવી પડશે. જીવનની જે ક્ષણોને આપ સત્યની શોધમાં પસાર કરશો તો તે આપને એવી દોલતથી માલામાલ કરી દેશે કે જેની કદર અને કિંમતનો અંદાજ પણ નહીં લગાડી શકાય.

## ભૌતિકવાદના પરિણામ :

દુન્યવી જીવનના લાભોને જ અસલ લાભ ગણનારા તથા એના જ તરફ આકર્ષાઈ રહેલા માનવીઓની ન તો પહેલાં ખોટ હતી ન આજે છે. વર્તમાન યુગનો ભૌતિકવાદ મજકૂર દુનિયાપરસ્તી (દુન્યવી લાભોની પૂજા)નું જ એક પ્રગતિશીલ રૂપ છે. તફાવત કેવળ એટલો જ છે કે જૂના જમાનાનો માનવી ખુદાની સાથે બીજાઓને મઅબૂદ (પૂજ્ય) માનીને દુન્યવી લાભો પર પોતાની નજર જમાવતો હતો અને આજના પ્રગતિશીલ યુગના માનવીએ ખુદાથી બેપરવા બનીને ભૌતિક ધ્યેયો પર પોતાની દૃષ્ટિ કેન્દ્રિત કરી દીધી છે અને બધી જ ભૌતિક સાધન-સામગ્રીને તે સ્વચ્છંદ રીતે ભૌતિક સુખની પ્રાપ્તિ માટે છૂટથી વાપરી રહ્યો છે. એ જ પ્રમાણે સામૂહિક જીવનમાં ભૌતિકવાદી સમાજ તથા સંસ્કૃતિ અને ખુદાથી વિમુખ કારભાર એ એનું ધ્યેય છે. એને ન તો ખુદા સાથે કોઈ સંબંધ છે ન આખિરત (પરલોક)ની સાથે. એ ન તો અખ્લાક (નૈતિકમૂલ્યો)ના મહત્ત્વને પિછાણે છે ન તો આત્માની શુદ્ધિને. એને ન તો નીતિમાન સંસ્કૃતિ પ્રત્યે કંઈ આકર્ષણ છે ન ખુદાની ઈચ્છા અનુસાર જીવન-વ્યવસ્થા પ્રત્યે. એનો બધો મોહ કેવળ ભૌતિક વસ્તુઓ પ્રત્યે જ છે અને એણે પોતાની જાતને એમાં જ ફના કરી દીધી છે.

એ જ કારણે માનવજીવન ગુનાઓ અને પાપોથી ભરાઈ ગયું છે. સમાજમાં જુલ્મ તથા અન્યાય, બીજાના હક્કને પડાવી લેવો તેમજ દરેક જાતનો બગાડ સામાન્ય બની ગયો છે. જે વ્યવસ્થાઓને સામાજિક ન્યાય તથા સમાજના પ્રશ્નોના ઉકેલ માટે રજૂ કરવામાં આવે છે તે પોતે જ સામાજિક અન્યાય પેદા કરી રહી છે. સમાજના પ્રશ્નોનો ઉકેલ તો બાજુએ રહ્યો, દિવસે દિવસે એની ગૂંચોમાં વધારો જ થઈ રહ્યો છે. માનવીની આ નિષ્ફળતાઓ તથા એની ઊંધી કોશિશોને જોયા પછી એ વાતમાં શું સંદેહ બાકી રહી

જાય છે કે માનવી પોતાના જીવનની હકીકતને નથી સમજ્યો અને પરિણામે એ ન તો પોતાના જીવનના વાસ્તવિક (સત્ય) ધ્યેયને ઓળખી શક્યો અને ન તો પોતાના વ્યક્તિગત કે સામૂહિક આચરણને તે ધ્યેયની પ્રક્રિયાનું સાધન બનાવી શક્યો.

## માનવ-જીવનની હકીકત :

માનવીનું જીવન કોઈ અકસ્માતરૂપે અસ્તિત્વમાં નથી આવી ગયું, બલ્કે આ વિશ્વના પેદા કરનાર તથા એના પાલનહાર માલિકની મરજી અનુસાર અસ્તિત્વમાં આવ્યું છે. એનો માલિક તથા ચલાવનાર અલ્લાહ જ છે. તેથી એની હકીકત એ જ બતાવી શકે છે અને એનું ઠીક ઠીક માર્ગદર્શન પણ એ જ કરી શકે છે. જો એક મશીન વિષે ખરી જાણકારી તથા સૂચનાઓ મેળવવા માટે એના બનાવનાર તરફ રજૂ થવું આવશ્યક છે તો પછી માનવ-જીવનની હકીકત જાણવા તથા એ બાબતે માર્ગદર્શન મેળવવા માટે એના પેદા કરનાર તરફ રજૂ થવું કેમ જરૂરી નથી ? અને શું એ વાત બુદ્ધિમાં આવે એવી છે કે જીવનની જે હકીકત એનો માલિક બતાવે તે ખોટી અને જે માણસ બતાવે તે ખરી હોય ? પરંતુ આ મૂર્ખતામાં સાધારણ રીતે માણસો અટવાયેલા છે અને સારા ભણેલા-ગણેલા લોકો પણ હિમાલય જેવી એ જબરજસ્ત ભૂલને નથી અનુભવતા.

આ તો છે બુદ્ધિનો તકાદો જે ઈસ્લામે રજૂ કરેલા સત્ય અનુસાર જ છે અને મુસલમાન હોવાની હેસિયતથી તો આપણું એ વાત પર ઈમાન છે કે જે કંઈ અલ્લાહતઆલાએ કહ્યું છે તે જ સત્ય છે. માટે આપણે આ બાબતમાં અલ્લાહની કિતાબ કુર્આન તરફ રજૂ થવું જોઈએ. એ કિતાબમાં જીવનની હકીકત નીચે જણાવ્યા મુજબ ઉઘાડી પાડવામાં આવી છે : "એણે જ મૃત્યુ તથા જીવનને પેદા કર્યા છે જેથી તમારી પરીક્ષા લે કે તમારામાંથી કોણ સારા કર્મ કરનાર છે."(સૂરઃ મુલ્ક)

આનાથી અમુક વાતો પર પ્રકાશ પડે છે. એક એ કે જીવન કોઈ અકસ્માતરૂપે અસ્તિત્વમાં નથી આવ્યું બલ્કે એનું સર્જન ઈરાદાપૂર્વક થયું છે. બીજું એ કે એનો પેદા કરનાર અલ્લાહતઆલા જ છે, અને ત્રીજું એ કે એનું સર્જન પરીક્ષા અર્થે થયું છે. માટે આ જીવન અજમાયશનું જીવન છે અને માનવીની અજમાયશ એ બાબતમાં છે કે કોણ પોતાના જીવનની ઉંમર-મર્યાદાનો લાભ ઉઠાવીને પોતાને શ્રેષ્ઠ માનવી પુરવાર કરી બતાવે છે અને કોણ ગાફેલ બનીને સદાચરણથી પોતાને વંચિત રાખે છે.

## સત્ય ધ્યેય :

આ પરીક્ષાર્થી જીવનમાં જે પ્રશ્નપત્રનો સૌથી પહેલાં જવાબ આપવાનો છે તે જીવનધ્યેયનું પ્રશ્નપત્ર છે. કારણ કે સફળતાનો બધો આધાર એના ખરા હોવા પર છે. ઈસ્લામની નજરે માનવજીવનનો ધ્યેય અને અંતિમ ધ્યેય ખુદાની પ્રસન્નતા અને આખિરત (પરલોક)ની સફળતાની પ્રાપ્તિ છે કે જેનાથી ઉત્તમ કે ઉચ્ચતર ધ્યેયની કલ્પના પણ કરી ન શકાય : "અલ્લાહની પ્રસન્નતા સૌથી મોટી વસ્તુ છે." (સૂરઃ તૌબા-૭૨)

કારણ કે જે હસ્તી આ વિષયની સર્જનહાર અને માલિક છે, જેના અધિકારમાં આકાશ-પાતાળના ખજાના છે, જેના હાથમાં ભાગ્યને બનાવવાની ને બગાડવાની સંપૂર્ણ સત્તા છે, અને જે સકળ બ્રહ્માંડનો એકલો સર્વસત્તાધારી હાકેમ છે એની પ્રસન્નતા પ્રાપ્ત કર્યા બાદ માનવીની તે કઈ ઇચ્છા હોઈ શકે છે જે પૂરી ન થાય ? તે કઈ દોલત છે જેનાથી તે માલામાલ ન થઈ જાય ? તે કઈ ભલાઈ છે જેને તે મેળવી નહીં શકે ? અને તે કઈ મંઝિલ છે જ્યાં તે પહોંચી નહીં શકે ?

હકીકત એ છે કે જ્યાં ખુદા મળી ગયો ત્યાં બધું જ મળી ગયું. પછી ભલે એની તલાશમાં માનવીએ પોતાનું બધું જ ગુમાવી દીધું હોય, જેમકે ફરમાવ્યું :-

"ખબરદાર રહો, અલ્લાહનું સ્મરણ જ એ વસ્તુ છે જેનાથી હૃદયોને સંતોષ પ્રાપ્ત થતો હોય છે." (સૂરઃ રઅદ-૨૮)

તો પછી એની પ્રસન્નતાની બરકતોનો કોણ અંદાજ કાઢી શકે છે?

અલ્લાહતઆલાએ આખિરત (પરલોક)ને કાયમી રહેઠાણ અને જન્નત (સ્વર્ગ)ને પોતાની પ્રસન્નતાનું પ્રતીક ઠેરવ્યું છે. એ જન્નત માનવીની પ્રગતિની તે સર્વોચ્ચ મંઝિલ હશે જ્યાં એની કોઈ પણ સમસ્યા નહીં રહે. એને ત્યાં ન ભૂખ સતાવશે ન તરસ, ત્યાં ન તો રોટીની ચિંતા કરવી પડશે, ન મકાનની. એની બધી જ સમસ્યાઓ ત્યાં હંમેશને માટે ઉકેલાઈ ચૂકી હશે. અને તે અનંત આરામ પ્રાપ્ત કરી લેશે. તે ઉપરાંત એને ત્યાં પવિત્ર અને આબરૂદાર જીવન પ્રાપ્ત થશે, ખુદાના સર્વોત્તમ બંદાઓના સંગાથનું સન્માન મળશે. તદુપરાંત, અલ્લાહનું સાનિધ્ય એની રૂહને માટે અતિશય આહ્‌લાદક સાબિત થશે. મતલબ કે જન્નતમાં માનવીની પ્રત્યેક ઉમ્મીદ અને તમન્ના પૂરી થશે :-

"ત્યાં તમે જે વસ્તુની ઇચ્છા કરશો તે તમને મળશે અને જે વસ્તુ તમે માંગશો તે તમને આપવામાં આવશે." (સૂરઃ હા-મીમ સજદહ—૩૧)

આ છે અલ્લાહતઆલાની તે નેઅ્મત જેનાથી નવાજવા માટે તેણે માનવીને પેદા કર્યો છે અને એ જ માનવીની સૌથી મોટી સફળતા છે. આખિરતની આ સફળતા તે જ લોકોને મળશે જેઓએ ખરેખર આખિરતને ધ્યેય બનાવીને જીવન વિતાવ્યું હશે :-

"અને જે આખિરત (પરલોક)ની ઈચ્છા રાખતો હોય અને તેના માટે પ્રયત્ન કરે જેવો કે તેના માટે પ્રયત્ન કરવો જોઈએ, અને હોય તે ઈમાનવાળો, તો એવા દરેક મનુષ્યના પ્રયત્નોની કદર કરવામાં આવશે." (સૂરઃ બની ઈસરાઈલ—૧૯)

"જે કોઈ આખિરત (પરલોક)ની ખેતી ચાહે છે તેની ખેતીને અમે વધારીએ છીએ," (સૂરઃ શૂરા—૨૦)

"(આવા લોકોએ જાણી લેવું જોઈએ કે) અલ્લાહના માર્ગમાં લડવું જોઈએ તે લોકોએ જેઓ આખિરત (પરલોક)ના બદલે દુનિયા(આલોક)ના જીવનને વેચી દે. પછી જે અલ્લાહના માર્ગમાં લડશે અને માર્યો જશે અથવા વિજયી રહેશે તેને ચોક્કસપણે અમે મહાન બદલો આપીશું." (સૂરઃ નિસા—૭૪)

## અસત્ય (બાતિલ) ધ્યેય :

આથી ઊલ્ટું જે લોકો દુનિયાને પોતાનો ધ્યેય અને એના (ભૌતિક) લાભોને પોતાની દૃષ્ટિનું કેન્દ્ર બનાવે છે તેમને આખિરતની નેઅ્મતોમાંથી કંઈ નહીં મળે : "અને જે દુનિયા (આલોક)ની ખેતી ચાહે છે તેને દુનિયા (આલોક)માંથી જ આપીએ છીએ પરંતુ આખિરત (પરલોક)માં તેનો કોઈ હિસ્સો નથી." (સૂરઃ શૂરા—૨૦)

આવું એટલા માટે કે તેઓએ દુનિયાને પરીક્ષાના ક્ષેત્રને બદલે હરવા-ફરવાની જગ્યા સમજી લીધી અને તેના રૂપરંગ, હરિયાળી અને વસંત જોઈને તેઓ એ ધોકામાં પડી ગયા કે કદાચ આ મહેફિલ હંમેશ આ રીતે પુરબહારમાં જ રહેશે. આ ભ્રમમાં પડ્યા રહેવાને લીધે તેઓને તે કાર્યો કરવાની સદ્બુદ્ધિ કે પ્રેરણા જ ન મળી કે જે આખિરતમાં લાભદાયી નીવડી શકત. જે ક્ષણે તેઓ આખિરતમાં કદમ મૂકશે તે જ વેળા તેમને જાણાઈ આવશે કે આ જગતની કોઈ વસ્તુ પણ એમની સાથે ત્યાં આવી નથી. એમની બધી યોજનાઓ ધૂળભેગી થઈ ગઈ અને એમની બધી મહેનત બાતલ થઇ ગઈ. દુનિયાપરસ્તીના આ પરિણામને અલ્લાહતઆલાએ ઘણાં અસરકારક અંદાજમાં વર્ણવ્યું છે : "અને હે પયગંબર ! આમને દુનિયાના જીવનની વાસ્તવિકતા આ દૃષ્ટાંત વડે સમજાવો કે આજે અમે આકાશમાંથી પાણી વરસાવી દીધું તો ધરતીની વનસ્પતિ ખૂબ

ગીચ થઈ ગઈ અને કાલે તે જ વનસ્પતિ ભૂસું બનીને રહી ગઈ જેને હવાઓ ઉડાવીને ફરે છે. અલ્લાહ દરેક વસ્તુ પર પ્રભુત્વ ધરાવે છે. આ ધન અને આ સંતાનો માત્ર દુનિયાના જીવનની એક હંગામી સજાવટ છે. હકીકતમાં તો બાકી રહી જનાર સદ્કાર્યો જ તારા રબના સમીપ પરિણામની દૃષ્ટિએ વધુ સારા છે અને તેનાથી જ સારી આશા રાખી શકાય છે.'' (સૂર: કહફ–૪૫, ૪૬)

''બરાબર જાણી લો કે આ દુનિયાનું જીવન તેના સિવાય કંઈ નથી કે એક ખેલ અને દિલ્લગી અને બાહ્ય ભપકો અને એકબીજાના સામે શેખી કરવી અને ધન અને સંતાનમાં એકબીજાથી આગળ વધી જવાની કોશિશ કરવું છે. આનું દૃષ્ટાંત એવું છે કે જાણે એક વરસાદ થઈ ગયો તો તેનાથી પેદા થનારી ખેતી જોઈને ખેડૂતો ખુશ થઈ ગયા. પછી તે જ ખેતી પાકી જાય છે અને તમે જુઓ છો કે પીળી પડી ગઈ, પછી તે ભૂસું બનીને રહી જાય છે. આનાથી વિપરીત આખિરત (પરલોક) તે જગ્યા છે જ્યાં કઠોર યાતના છે અને અલ્લાહની ક્ષમા અને તેની પ્રસન્નતા છે. દુનિયાનું જીવન ભ્રમમાં નાખવા ઊભી કરેલ માયાજાળ સિવાય કશું નથી.'' (સૂર: હદીદ–૨૦)

''જે કોઈ (આ દુનિયામાં) તત્કાળ પ્રાપ્ત થનારા લાભો મેળવવાની ઇચ્છા રાખતો હોય, તેને અમે અહીં જ આપી દઈએ છીએ જે કંઈ પણ જેને આપવા માગીએ, પછી તેના ભાગ્યમાં જહન્નમ (નર્ક) લખી દઈએ છીએ જેને તે તાપશે તિરસ્કૃત અને દયાથી વંચિત થઈને.'' (સૂર: બની ઇસરાઈલ–૧૮)

આ દુનિયાપરસ્ત અને આ આખિરતના ઇન્કારીઓ જેઓ આજે પોતાના ''પરાક્રમો'' પર ઘણો ગર્વ કરે છે અને દુનિયા જેમની કાબેલિયતની વાહવાહ કરે છે, આખિરતના ત્રાજવામાં તેઓ તદ્દન હલકા પુરવાર થશે.

''હે નબી ! આમને કહો, શું અમે તમને બતાવીએ કે પોતાના કર્મોમાં સૌથી વધુ નિષ્ફળ અને નિરાશ લોકો કોણ છે ? તેઓ કે દુનિયાના જીવનમાં જેમની બધી દોડધામ અને કોશિશો સીધા માર્ગથી ભટકેલી રહી અને તેઓ સમજતા રહ્યા કે તેઓ બધું જ બરાબર કરી રહ્યા છે. આ તે લોકો છે જેમણે પોતાના રબની આયતોને માનવાનો ઇન્કાર કર્યો અને તેની હજૂરમાં રજૂ થવાનો વિશ્વાસ ન કર્યો. તેથી તેમના બધા જ કર્મો વ્યર્થ થઈ ગયા, કયામત (પુનર્જીવન)ના દિવસે અમે તેમને કોઈ વજન નહીં આપીએ.'' (સૂર: કહફ –૧૦૩, ૧૦૪ અને૧૦૫)

જે લોકો ભૌતિક ઉન્નતિને પોતાની ઉચ્ચતા (પ્રકૃતિની ચરમસીમા) સમજે છે, તેમનું ભવિષ્ય કેટલું અંધકારમય છે કે તેઓના અતિથિ-સત્કાર માટે જહન્નમની આગ તૈયાર કરવામાં આવી છે ! "અને ઈન્કારીઓની મહેમાનગતિ માટે જહન્નમને તૈયાર રાખી છે." (સૂરઃ કહફ–૧૦૨)

"આ બે પક્ષો છે જેમના વચ્ચે પોતાના રબ વિષે ઝઘડો છે. એમાંથી તે લોકો જેમણે ઈન્કાર (કુફ્ર) કર્યો, તેમના માટે આગના પોશાક વેતરી નાખવામાં આવ્યા છે, તેમના માથાઓ પર ઉકળતું પાણી રેડવામાં આવશે જેનાથી તેમની ચામડી જ નહીં, પેટના અંદરના ભાગો પણ ગળી જશે, અને તેમની ખબર લઈ નાખવા માટે લોખંડની ગદાઓ હશે."(સૂરઃ હજ્જ–૧૯,૨૦ અને ૨૧)

"પછી તે એમાં ન મરશે અને ન જીવશે." (સૂરઃ આ'લા)

"અને જહન્નમની આગમાં તેઓ હંમેશા રહેશે."(સૂરઃ તૌબા–૧૭)

અને મૃત્યુ સમયે આંખ બંધ થતાં જ આ હકીકત ઉઘાડી થઈને તેઓની સામે આવી જશે કે આખિરતમાં મુક્તિનો પ્રશ્ન જ જગતનો બુનિયાદી અને વાસ્તવિક પ્રશ્ન હતો. બીજા પ્રશ્નો જે એના પ્રયાસો અને પ્રયત્નોનું કેન્દ્ર બની રહ્યાં હતાં તે કોઈ રીતે પણ એટલા મહત્ત્વના ન જ હતા કે એમના કારણે આખિરત પરથી ધ્યાન હટાવી દેવામાં આવે.

## જીવન કર્તવ્ય :

જીવનનો ખરો હેતુ અને અંતિમ ધ્યેય સ્પષ્ટ થઈ ગયા બાદ એ પ્રશ્ન ઉદ્ભવે છે કે આ પરીક્ષાના જીવનમાં કયો માર્ગ છે જેને અપનાવવાથી માનવી સફળ અને આશાસ્પદ બની શકે છે અને પોતાની મંઝિલ પર પહોંચી શકે છે ? કારણ કે મંઝિલ પર માણસ કેવળ ઈચ્છા કરવાથી નથી પહોંચી શકતો બલ્કે એના માટે નિશ્ચિત માર્ગ ઈસ્લામનો ધોરી માર્ગ "સિરાતે મુસ્તકીમ" છે. અહીંયાથી જ એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે ઈસ્લામ એક જીવનમાર્ગ (Way of Life) છે જેને અમલના મેદાનમાં અપનાવવાથી જ માણસ પોતાની મંઝિલ પર પહોંચી શકે છે અને અત્રેથી જ એ વાત પણ રોશન થઈ જાય છે કે દુન્યવી જિંદગીને જે "ખેલ-તમાશાની" ઉપમા આપવામાં આવી છે તેનો મતલબ એ નથી કે માણસ દુનિયાના કામકાજથી દૂર નાસી જાય અને સન્યાસ ધારણ કરી લે. બલ્કે એનો અર્થ એ છે કે માનવી જીવનની ભૂલભુલામણીઓની વચ્ચે ઈસ્લામના રાજમાર્ગ પર પોતાને કાયમ રાખીને તે પ્રત્યેક કાર્ય પૂરૂં પાડવામાં કટિબદ્ધ થઈ જાય, જે આખિરતમાં

લાભદાયી હોય અને તે પ્રત્યેક કામથી વેગળો થઈ જાય જે આખિરતમાં હાનિકારક હોય, પછી ભલે તેમાં કેટલાય દુન્યવી લાભો નજરે પડતા હોય. ઈસ્લામ માનવીને દુનિયા કે સંસારથી નાસી છૂટવાનું નથી કહેતો, બલ્કે એક બંધારણ અનુસાર અને નિશ્ચિત હદમાં રહીને જવાબદારીભર્યું જીવન જીવવાની અને દુનિયાની ખરી વસ્તુઓને યોગ્ય રીતે ઉયોગમાં લેવાની સૂચના આપે છે. તેથી જ એને પૃથ્વીનો ખલીફા કે નાયબ કહેવામાં આવ્યો છે. અને જે જીવનમાર્ગ કે જિન્દગીનો કાનૂન એના માર્ગદર્શન માટે નાઝિલ કરવામાં આવ્યો છે એનું નામ દીને-ઈસ્લામ છે.

આ દીન આ પરીક્ષાર્થી-જીવનમાં માનવીનું જે કર્તવ્ય (Duty) નિશ્ચીત કરે છે તે કુર્આનના શબ્દોમાં આ મુજબ છે :-

"લોકો પોતાના રબની ઈબાદત કરો." (સૂરઃ બકરહ—૨૧)

અને બીજી જગ્યાએ ફરમાવ્યું :- "મેં જિન્નો અને ઈન્સાનોને કેવળ એટલા માટે પેદા કર્યા છે કે તેઓ મારી ઈબાદત કરે." (સૂરઃ ઝારિયાત—૫૬)

આ ઈબાદત કે જેને જીવન-કર્તવ્ય બનાવવામાં આવ્યું છે અને જેની દા'વત અલ્લાહના બધા જ નબીઓ (અલયહિમુસ્સલામ) આપતા રહ્યા છે તેનો અર્થ અને મતલબ ઘણો વિશાળ અને વિસ્તૃત છે. એનો સર્વ પ્રથમ અર્થ તો ઉપાસના અથવા પૂજાનો છે. પરંતુ ઈતાઅત અર્થાત્ તાબેદારી અને આજ્ઞાપાલન પણ એમાં પૂરી રીતે સમાયેલ છે; કેમકે 'ઈબાદત' શબ્દ 'અબ્દ'માંથી નીકળ્યો છે અને 'અબ્દ' બંદા કે ગુલામને કહેવામાં આવે છે. માનવીની ખરી હેસિયત એ છે કે તે ખુદાનો દાસ એટલે કે બંદો છે અને એનું ખરૂં સ્થાન દાસતા કે બંદગીનું છે. ઉપાસના કે પૂજાની હકીકત એ છે કે તે તેમના મનના નમન, નરમી અને આજીજીની સંપૂર્ણ જાહેરાત છે અને એ વસ્તુ ઈબાદતની જાન છે.તેથી ઈસ્લામમાં બંદગીને સર્વ પ્રથમ મહત્ત્વ પ્રાપ્ત છે જે અલ્લાહને જ માટે ખાસ છે. કારણ કે એની જ હસ્તી મઅ્બૂદ અર્થાત્ ઈબાદતને લાયક છે અને સર્જનહાર તથા માલિક હોવાના આધારે એનો હક્કદાર પણ તે જ છે. એ જ કારણના લીધે ઈબાદતમાં શિર્ક (ભાગીદારી) માફ ન કરી શકાય તેવો ગુન્હો છે. અને શિર્ક કરનારાઓને હંમેશ જહન્નમમાં રાખવાની સજા સંભળાવવામાં આવી છે :-

"અલ્લાહ શિર્કને કદી બક્ષનાર નથી. અલબત્ત બીજા ગુન્હાઓ જેના માટે ચાહશે તેને માફ કરી દેશે." (સૂરઃ નિસા—૧૧૬)

ભૌતિક લાભ-પૂજાના આ યુગમાં જો ક્યાંક ધર્મની કદર કરવામાં આવે છે પણ તો કેવળ એની નૈતિક તાલીમને જ કંઈક મહત્ત્વ આપવામાં આવે છે. રહ્યો ખુદાની બંદગીનો મામલો તો એને સામાન્ય રીતે એક બિનજરૂરી અને મહત્ત્વ વિનાની વસ્તુ સમજવામાં આવે છે. વિચારવાના આ ઢંગથી મુસલમાનોનો પાશ્ચાત્ય વિચાર ધરાવતો વર્ગ ખૂબ જ પ્રભાવિત છે. એમની નજરે જીવનના વહેવાર બાબતના ઈસ્લામી આદેશો કંઈક અંશે ધ્યાન આપવા યોગ્ય છે. પરંતુ ખુદાની બંદગી તો કંઈ જ મહત્ત્વ નથી ધરાવતી અથવા એની હેસિયત બીજા નંબરની છે, જો કે ખરૂં જોતાં બંદગી વિના દીનનો સહેજ ખ્યાલ પણ ન કરી શકાય. કારણ કે દીન અસલમાં ખુદા સમક્ષ નમન અને સમર્પણની લાગણીનું નામ છે. એવું નમન અને સમર્પણની લાગણી જે અંતરના ઊંડાણમાં ખુદા પ્રત્યે ડર અને પ્રેમ સાથે હોય. દેખીતી વાત છે કે એનું ઉચ્ચ અને સર્વોત્તમ રૂપ બંદગી અર્થાત્ પૂજા જ છે. કેમકે બંદગીમાં એ બધી વાતો ઉચ્ચ કક્ષાએ મોજૂદ હોય છે. વળી એમાં માનવીનું લક્ષ્ય સંપૂર્ણ રીતે ખુદા તરફ કેન્દ્રિત થઈ જાય છે. અને એ એક એવું રૂહાની કાર્ય છે કે જેમાં કોઈ દુન્યવી સ્વાર્થનું નામ-નિશાન પણ નથી હોતું. બંદગીની આ જ વિશેષતા એને આજ્ઞાપાલનથી વિશિષ્ટ બનાવી દે છે. તેથી જ ઈસ્લામમાં ખુદાની બંદગી એના આજ્ઞાપાલનથી ઊંચો દરજ્જો ધરાવે છે. બલ્કે હકીકત એ છે કે આજ્ઞાપાલનનું મૂળ બંદગી જ છે. ખુદાની બંદગી કરવાથી જ અખ્લાકી સદ્ગુણોના ઝરણા ફૂટે છે અને એની જ બરકતથી જીવનના કાર્યો સંબંધી ખુદાઈ હુકમોના પાલન માટે માનવીનું મન તૈયાર થઈ જાય છે. એમ સમજો કે ખુદાની બંદગી વિના એની તાબેદારી કઠીન પણ છે અને રૂહ ને આત્મા વગરની તથા નિ:રસ પણ. બંદગી કે ઉપાસનાનો સંબંધ અલ્લાહતઆલાના એ ગુણ સાથે છે કે આ વિશ્વમાં કેવળ એની જ હસ્તી મઅ્બૂદ (ઈલાહી) અર્થાત્ પૂજાને લાયક છે. પૃથ્વી અને આકાશની પ્રત્યેક વસ્તુ એની ઈબાદતમાં લાગેલી છે. પોત-પોતાની રીતે એની સામે સજદા (નમન) કરે છે. પોત-પોતાની ભાષામાં એની તસ્બીહ (ગુણગાન) કરે છે અને અસંખ્ય ફરિશ્તાઓ એની હમ્દો-સના (સ્તુતિ)માં મગ્ન છે :

"શું તમે એ વાત પર ધ્યાન નથી આપ્યું કે પૃથ્વી અને આકાશમાં જે કોઈ છે તે અલ્લાહની જ પાકી (પવિત્રતા) વર્ણવે છે. અને પક્ષીઓ પણ જે પાંખો ફેલાવી રાખે

છે. બધાને તસ્બીહની રીતની જાણ છે." (સૂરઃ નૂર—૪૧)

"તેની પવિત્રતા તો સાતેય આકાશો અને ધરતી અને તે સર્વ વસ્તુઓ વર્ણવી રહી છે જે આકાશો અને ધરતીમાં છે. કોઈ વસ્તુ એવી નથી જે તેની પ્રશંસા સાથે તેની તસ્બીહ (પવિત્રતાનો જાપ) ન કરી રહી હોય. પરંતુ તમે તેમની તસ્બીહ સમજતા નથી. હકીકત એ છે કે તે ખૂબ મોટો સહનશીલ અને માફ કરનાર છે." (સૂરઃબની ઈસરાઈલ—૪૪)

આ સજદા અને આ તસ્બીહ-તહમીદ અર્થાત્ સ્તુતિ અને ગુણગાન સમગ્ર સૃષ્ટિનું કર્તવ્ય છે. એને તે જ માણસ મહત્ત્વ વિનાનું સમજી શકે છે જેને ઈલ્મ કે જ્ઞાનની હવા પણ ન લાગી હોય. ઉપાસનાની આ જ તે અઝમત અર્થાત્ મહાનતા છે જેના લીધે ઈસ્લામમાં નમાઝને પ્રથમ સ્થાન પ્રાપ્ત છે અને તેને ઈસ્લામનો સ્તંભ ઠેરવવામાં આવી છે. જાણે કે ઈસ્લામને એક મહેલ સાથે સરખાવવામાં આવ્યો છે અને કલ્મ-એ-શહાદત નમાઝ, રોઝા, ઝકાત અને હજ્જને એના સ્તંભો સાથે. એ પાંચ થાંભલાઓ વિના ઈસ્લામનો મહેલ ઊભો નથી રહી શકતો. એ પાંચ અરકાનોમાં કલ્મ-એ-શહાદત પછી બીજો મોટો રુક્ન નમાઝ છે તેથી એના વિના દીનનું અનુસરણ અને ઈકામત (સ્થાપના) શક્ય નથી. આ હકીકતને હઝરત ઉમર રદિ.એ આ મુજબ વર્ણવી છે,

"તમારા પ્રશ્નોમાં મારી નજરે સૌથી મહત્ત્વનો પ્રશ્ન નમાઝનો છે. જેણે એની સંભાળ રાખી તેણે દીનની સંભાળ રાખી અને જેણે એને જતી કરી તે ઈસ્લામના અન્ય હુકમોને વધુ કરીને પડતા મૂકશે. જેણે નમાઝ છોડી તેનું ઈસ્લામમાં કોઈ સ્થાન નથી."
- કિતાબુસ્સલાત - ઈબ્ને કય્યિમ

ઈબાદત અને ઉપાસના કે બંદગી જેને ઈસ્લામમાં મોખરાનું સ્થાન પ્રાપ્ત છે તે કેવળ પ્રણાલીગત ઢબની ન હોય, બલ્કે પોતાની રૂહ (Spirit) અર્થાત્ દિલની તલ્લીનતા અને તેના નમન તેમજ આજીજી સાથે હોય તો એ આજ્ઞાપાલન માટે એક જબરજસ્ત પ્રેરણાશક્તિ પુરવાર થશે, કેમકે એ બનવા જોગ નથી કે એક માણસનું દિલ ખુદા સમક્ષ ઝુકી ગયું હોય છતાં એના અંગો અને અવયવો ન નમ્યા હોય, એનું અંતર નમ્રતા અને ડરથી ભરેલ હોય છતાં એનું બાહ્ય વર્તન બૂરાઈઓ અને ગુન્હાઓથી ભરપૂર હોય ? એના અંતરના ઊંડાણમાં પોતાના માલિક પ્રત્યે મોહબ્બત અને વફાદારીની ભાવના મોજૂદ હોવા છતાં એનું અમલી

જીવન કૃતઘ્ન અને વિદ્રોહી હોય ! તેથી જ ફરમાવવામાં આવ્યું છે, "બેશક નમાઝ નિર્લજ્જતા અને બૂરાઈના કામોથી અટકાવે છે." (સૂરઃ અન્કબૂત–૪૫)

આ તો સાચી બંદગીનો અનિવાર્ય તકાદો છે. પરંતુ ઈબાદતનો અર્થ પણ પરસ્તિશ કે પૂજા-પાઠ સુધી જ સીમિત નથી. બલ્કે એમાં તાબેદારીનો ભાવાર્થ પણ સામેલ છે અને એમ ફરમાવવામાં આવ્યું છે કે,

"મેં જિન્નો અને ઈન્સાનોને કેવળ એટલા માટે પેદા કર્યા છે કે તેઓ મારી ઈબાદત કરે." (સૂરઃ ઝારિયાત–૫૬)

તો એનો સંબંધ આખા જીવન સાથે છે અને મતલબ એ છે કે મનુષ્યને એટલા જ માટે પેદા કરવામાં આવ્યો છે કે તે પ્રત્યેક સમયે અને પ્રત્યેક સ્થિતિમાં ખુદાનો આજ્ઞાંકિત બંદો બનીને રહે. એની આ ફરજ પૂરા સમયની છે અને મૃત્યુની ઘડી સુધી એણે પોતાનું આખું જીવન અલ્લાહના આજ્ઞાપાલન અને બંદગીમાં વિતાવવું જોઈએ. તે કોઈ ક્ષણને માટે પણ અને જીવનના કોઈ ક્ષેત્રમાં પણ, પછી ભલે તેનો સંબંધ વ્યક્તિગત મામલા (Private Life) સાથે હોય કે સામૂહિક બાબત (Social Life) સાથે, તે બંદગીના બંધનમાંથી મુક્ત નથી. આ સંપૂર્ણ તાબેદારી જ માનવ-જીવનનું કર્તવ્ય છે :

"અને તેમને એના સિવાય કોઈ આદેશ આપવામાં આવ્યો ન હતો કે અલ્લાહની બંદગી કરે પોતાના દીન (ધર્મ)ને તેના માટે વિશુદ્ધ કરીને, તદ્દન એકાગ્ર થઈને, અને નમાઝ કાયમ કરે અને ઝકાત આપે. આ જ તદ્દન સાચો અને દુરસ્ત દીન (ધર્મ) છે." (સૂરઃ બૈયિનહ-૫)

"તમારો ઉપાસ્ય એક જ ઉપાસ્ય છે અને તેના જ તમે આજ્ઞાંકિત બનો. અને હે નબી ! ખુશખબર આપી દો વિનમ્રતા અપનાવનારાઓને" (સૂરઃ હજ્જ–૩૪)

"હે ઈમાન લાવનારાઓ ! તમે સંપૂર્ણપણે ઈસ્લામમાં આવી જાઓ અને શેતાનનું અનુસરણ ન કરો, કેમ કે તે તમારો ખુલ્લો શત્રુ છે." (સૂરઃબકરહ-૨૦૮)

"કહો, મારી નમાઝ, મારી બંદગીની તમામ વિધિઓ, મારું જીવવું અને મરવું, બધું જ અલ્લાહ રબ્બુલ્ આલમીન (સૃષ્ટિના માલિક અને પાલનહાર) માટે છે જેનો કોઈ ભાગીદાર નથી. તેનો જ મને આદેશ આપવામાં આવ્યો છે અને સૌ પ્રથમ આજ્ઞાપાલનમાં માથું ઝુકાવનાર હું છું." (સૂરઃ

અન્આમ-૧૬૨, ૧૬૩)

**ધ્યેય :**

અલ્લાહતઆલાની પૂરેપૂરી બંદગીની રીત આ સિવાય કંઈ જ નથી કે એના દીનનું અનુસરણ કરવામાં આવે અને એને સ્થાપવાનો અર્થાત્ કાયમ કરવાનો પૂરેપૂરો પ્રયાસ કરવામાં આવે. એ દીનનું નામ અલ્લાહતઆલાએ ઈસ્લામ રાખ્યું છે જેનો અર્થ સંપૂર્ણ સમર્પણ છે; અને મુસ્લિમ તે છે જે પોતાની જાતને સંપૂર્ણ રીતે ખુદાને હવાલે કરી દે છે. આ દીન કોઈ નવો દીન નથી બલ્કે હઝરત આદમ અ.સ.થી લઈને હઝરત મુહમ્મદ સ.અ.વ. સુધી જે પયગમ્બરો આવ્યા અને જે સ્થળે આવ્યા તે બધા આ જ દીનના ઉદ્‌ઘોષક કે ધ્વજવાહક હતા :

"તેણે તમારા માટે દીન (ધર્મ)ની તે જ પદ્ધતિ નક્કી કરી છે જેનો આદેશ તેણે નૂહને આપ્યો હતો અને જેને (હે મુહમ્મદ !) હવે તમારા તરફ અમે વહી દ્વારા મોકલ્યો છે, અને જેનો આદેશ અમે ઈબ્રાહીમ અને મૂસા અને ઈસાને આપી ચૂક્યા છીએ, એ તાકીદ સાથે કે આ દીન (ધર્મ)ને સ્થાપિત કરો અને તેના મામલામાં વહેંચાઈ ન જાઓ." (સૂરઃ શૂરા-૧૩)

હઝરત મુહમ્મદ સ.અ.વ. નબીઓની કડીની છેલ્લી કડી છે જેમના મારફતે આ દીનને સંપૂર્ણ બનાવી દેવાયો અને કયામત સુધી એના રક્ષણનો પ્રબંધ કરી દેવામાં આવ્યો. આ દીન અકીદા અને પરસ્તિશ અર્થાત્ આસ્થા અને પૂજા-પાઠ, ઉપાસના, નૈતિકતા અને સમાજ-વહેવાર, સભ્યતા,સંસ્કૃતિ અને અર્થતંત્ર તથા રાજકારણ બધા પર ફેલાયેલો અને એમના બધા જ ક્ષેત્રોને આવરી લેનારો છે. એના વિષે એ ધારણા ખરી નથી કે તે સીમિત અર્થમાં મઝહબ કે ધર્મ છે, બલ્કે માનવજીવન જેટલું વિસ્તૃત છે તેટલો જ આ દીન પણ વિસ્તૃત છે. અને જે રીતે વ્યક્તિગત જીવનમાં એનું માર્ગદર્શન ખરૂં અને સર્વથા સત્ય છે તે જ પ્રમાણે સામુદાયિક જીવન માટે એના સૂચનો પણ યોગ્ય અને સત્ય છે. ઈસ્લામ એક જીવનમાર્ગ (Way of Life) છે તેથી સામૂહિક બાબતોમાં એના સૂચનોનું ઉલ્લંઘન ગુમરાહી અર્થાત્ પથભ્રષ્ટતાનું કારણ છે :

"આજે મેં તમારા દીન (જીવન-વ્યવસ્થા)ને તમારા માટે સંપૂર્ણ કરી દીધો છે અને પોતાની કૃપા તમારા ઉપર પરિપૂર્ણ કરી દીધી છે અને તમારા માટે ઈસ્લામને તમારા દીન (ધર્મ) તરીકે પસંદ કરી લીધો છે." (સૂરઃ માઈદહ-૩)

આ દીનમાં વધારો-ઘટાડો કરવો અર્થાત્ એના અમુક ભાગોને અપનાવવા અને અમુકને છોડી દેવા, એના સહેલા હુકમોનું પાલન કરવું અને જે હુકમો પર અમલ કરવામાં સંઘર્ષ અને કુર્બાની સામે આવતી હોય તેમને પડતા મૂકવા એ તે ગુન્હેગારીનું કાર્ય છે જે આ પહેલાં અહલેકિતાબ કરી ચૂક્યા છે, અને જેમને કુર્આનમાં સખત સજાની ધમકી સંભળાવવામાં આવી છે :-

"તો શું તમે ગ્રંથના એક ભાગ પર ઈમાન લાવો છો અને બીજા ભાગનો ઈન્કાર કરો છો ? પછી તમારામાંથી જે લોકો આવું કરે, તેમની સજા એના સિવાય બીજી શું છે કે દુનિયાના જીવનમાં અપમાનિત અને તિરસ્કૃત બનીને રહે અને આખિરત (પરલોક)માં અત્યંત કઠોર યાતનામાં નાખી દેવામાં આવે ? અલ્લાહ તે કામોથી અજાણ નથી જે તમે કરી રહ્યા છો." (સૂરઃબકરહ - ૮૫)

હકીકતમાં જિંદગી એક એકમ છે જેને અનેક ખાનાઓમાં વિભાજિત કરી ન શકાય. તે એક સર્વાંગી તંત્રનો તકાદો કરી રહી છે અને એ વિશેષતા કેવળ ઈસ્લામની જ છે કે તે એક સર્વાંગી તંત્ર પણ છે અને સંપૂર્ણ જીવન-વ્યવસ્થા પણ. અને તે જીવનને કેવળ ખુદાપરસ્તી (ઈશભક્તિ)ના રંગોમાં રંગાયેલું જોવા ઈચ્છે છે : "અલ્લાહનો રંગ અપનાવો. તેના રંગથી સારો બીજા કોનો રંગ હશે?" (સૂરઃ બકરહ—૧૩૮)

આ વિષયની એક બુનિયાદી વાત એ છે કે અલ્લાહતઆલા જ માલિક છે. બીજા બધા એની મખ્લૂક (સર્જન) છે. તે જ સત્તાધીશ છે અને બીજા બધા તેના આધિન છે. સમગ્ર વિશ્વમાં સત્તા અને હકૂમત કેવળ એની જ છે. તેથી જિંદગી માટે કાનૂન બનાવવો એનો જ હક્ક છે. એણે મોકલેલો કાનૂન જ માન્ય રાખવા યોગ્ય અને પાલન કરવા લાયક છે. એના કાનૂનના મુકાબલામાં કોઈને કાનૂન ઘડવાનો અધિકાર નથી :

"સાર્વભૌમત્વ (શાસન-સત્તા) અલ્લાહ સિવાય કોઈના માટે નથી. તેનો આદેશ છે કે તેના સિવાય તમે કોઈની બંદગી ન કરો. આ જ સાવ સીધી જીવન-પદ્ધતિ છે, પરંતુ અધિકાંશ લોકો જાણતા નથી." (સૂરઃ યૂસુફ—૪૦)

"શું આ લોકો અલ્લાહના કંઈક એવા ભાગીદાર રાખે છે જેમણે એમના માટે દીન (ધર્મ)નું સ્વરૂપ ધરાવતી એક એવી પદ્ધતિ નિર્ધારિત કરી દીધી છે જેનો અલ્લાહે આદેશ આપ્યો નથી ?" (સૂરઃ શૂરા—૨૧)

"જે લોકો અલ્લાહના અવતરિત કરેલા કાનૂન મુજબ ન્યાય ન કરે તેઓ જ

કાફિરો (અધર્મીઓ) છે.'' (સૂરઃ માઇદહ–૪૪)

''અને આ જે તમારી જબાનો જૂઠાં નિર્ણયો લગાવ્યા કરે છે કે આ વસ્તુ હલાલ (વૈધ) છે અને તે હરામ (અવૈધ), તો આ પ્રકારના નિર્ણયો લગાવીને અલ્લાહ પર જૂઠ ન બાંધો.'' (સૂરઃ નહલ–૧૧૬)

તેથી જે લોકો પણ અલ્લાહતઆલાની સર્વસત્તા અને સર્વોચ્ચ અધિકાર (Sovereignty)ને માન્ય નથી રાખતા અને એના કાનૂનના મુકાબલામાં કાનૂન ઘડવાની અયોગ્ય હિંમત કરે છે તેઓ અલ્લાહના આક્રોશને નોતરી રહ્યાં છે.

ઈસ્લામને બીજા કોઈ તંત્રમાં ફિટ ન કરી શકાય, બલ્કે તે એક સંપૂર્ણ જીવન-વ્યવસ્થા છે જે આખા જીવન પર છવાઈ જવા માગે છે, તે દીન અને રાજકારણને જૂદા નથી માનતો કેમકે,

*જુદા હો દીં સિયાસતસે તો રહ જાતી હૈ ચંગેઝી*

અર્થાત્

જ્યાં દીનને રાજકારણથી અલગ કરવામાં આવે છે ત્યાં અત્યાચારનું સામ્રાજ્ય છવાઈ જાય છે.

ઈસ્લામ રાજકારણમાં પણ ખુદાની જ બોલબાલા જોવા માંગે છે. ઈસ્લામ યોગધારણા કે સન્યાસીજીવનના પ્રકારનો કોઈ મઝહબ નથી કે જેને સત્તા અને અધિકાર કે હુકૂમત સાથે કોઈ સંબંધ ન હોય, બલ્કે એનું તો સ્પષ્ટ એલાન છે કે એ છવાઈ જવા માટે જ આવ્યો છે.

''તે અલ્લાહ જ છે જેણે પોતાના રસૂલને માર્ગદર્શન અને સત્ય-ધર્મ સાથે મોકલ્યો છે જેથી તેને પૂરે-પૂરા દીન (જીવન-પદ્ધતિઓ અને ધર્મના તમામ પ્રકારો) પર પ્રભુત્વ અપાવી દે અને આ સચ્ચાઈ પર અલ્લાહની સાક્ષી પૂરતી છે.'' (સૂરઃ ફત્હ–૨૮)

અને એની ઈકામત કે સ્થાપના જે સાધન-સામગ્રી પર મોકૂફ છે તેને અખત્યાર કરવાની હિદાયત કરી દેવામાં આવી છે :

''અમે પોતાના રસૂલોને સ્પષ્ટ નિશાનીઓ અને માર્ગદર્શનો સાથે મોકલ્યા અને તેમના સાથે ગ્રંથ અને તુલા ઉતાર્યાં જેથી લોકો ન્યાય ઉપર કાયમ થાય, અને લોખંડ ઉતાર્યું જેમાં ઘણું બળ છે અને લોકો માટે ફાયદાઓ છે. આ

એટલા માટે કરવામાં આવ્યું જેથી અલ્લાહ એ જાણી લે કે કોણ તેને જોયા વિના તેના અને તેના રસૂલોની મદદ કરે છે. નિઃશંક અલ્લાહ ખૂબ શક્તિશાળી અને પ્રભુત્વશાળી છે." (સૂરઃ હદીદ—૨૫)

દીનનું નિઃસ્વાર્થ અનુસરણ અને એની સ્થાપનાનો એ રીતે સંઘર્ષ કરવો કે વ્યક્તિની સુધારણા, સમાજનું ઘડતર અને રાજ્યની રચના બધું જ આ દીન અનુસાર થાય, આ ઇકામતેદીન છે અને આ દુનિયામાં ઈમાનવાળાઓનો આખરી મકસદ અને પ્રિય જીવનધ્યેય છે.

## જીવનધ્યેયના તકાદાઓ :

આ જીવનધ્યેય જેટલો ઉચ્ચ કે બુલંદ છે તેટલા જ ઉચ્ચ અને બુલંદ એના તકાદાઓ પણ છે. એનો સર્વ પ્રથમ તકાદો એ છે કે મુસલમાનો શહાદતે હક (સત્યની સાક્ષી)ની ફરજ અદા કરે જેમકે અલ્લાહતઆલાનું ફરમાન છે :

"અને આવી રીતે તો અમે તમને (મુસલમાનોને) એક 'ઉમ્મતે વસત' (ઉત્તમ સમુદાય) બનાવેલ છે, જેથી તમે દુનિયાના લોકો ઉપર સાક્ષી રહો અને પયગંબર તમારા ઉપર સાક્ષી રહે." (સૂરઃ બકરહ—૧૪૩)

અર્થાત્ જે રીતે અલ્લાહના રસૂલ સ.અ.વ.એ સત્ય-દીનની સાક્ષી પોતાની વાણી અને વર્તન દ્વારા અમલી જીવનમાં આપી તે જ રીતે આ ઉમ્મતે પણ પોતાની વાણી અને વર્તન દ્વારા દીને હક્કની સાક્ષી આપવાની છે. આ ફરજ ત્યાં સુધી પૂરી ન થઈ શકે જ્યાં સુધી મુસલમાનો પોતાની બધી જ બાબતો અને સમસ્યાઓમાં શુદ્ધ ઈસ્લામી દૃષ્ટિકોણ ન અપનાવે અને ઈસ્લામના ધ્વજવાહક બનીને ઊભા ન થઈ જાય. એ કર્તવ્યને બીજી જગ્યાએ આ શબ્દોમાં વર્ણવ્યું છે :

"...હવે દુનિયામાં તે ઉત્તમ સમુદાય તમે છો, જેને મનુષ્યોના માર્ગદર્શન અને સુધારણા માટે મેદાનમાં લાવવામાં આવેલ છે. તમે ભલાઈની આજ્ઞા આપો છો, બૂરાઈથી રોકો છો..." (સૂરઃ આલેઈમરાન—૧૧૦)

કુર્આનની આ આયત મુસ્લિમ ઉમ્મતના જીવનધ્યેય પર પ્રકાશ પાડે છે. માટે આ ઉમ્મતને એક સર્વશ્રેષ્ઠ ઉમ્મત તરીકે એટલા માટે ઉત્પન્ન કરવામાં આવી છે કે તે ભલાઈઓને ફેલાવવાની અને બૂરાઈઓને નાબૂદ કરવાની ફરજ અદા કરે. વિશ્વની બધી કોમો વચ્ચે મુસ્લિમ ઉમ્મતની આ એક વિશેષ શાન છે. જો એણે આ વિશેષ હેસિયત ગુમાવી

દીધી અને પોતાને તે કોમોની જેમ એક કોમ માની લીધી કે જે વર્ણ, વંશ, દેશ વગેરેની બુનિયાદ પર બની જાય છે. જો તેઓએ પણ કોમવાદ કે રાષ્ટ્રવાદને પોતાનો જીવનધ્યેય બનાવી લીધો તો તે પોતાના સ્થાનથી નીચે પડી જશે અને સામૂદાયિક દૃષ્ટિએ એ પતન એના મૃત્યુ સમાન હશે. વળી કરોડો માનવીઓ કે જે આપણી ચોતરફ ફેલાયેલા છે તે આની જાહિલિયત અર્થાત્ અજ્ઞાનતાના અંધકારમાં પડી રહેવું એ પણ કોઈ મામૂલી વાત નથી કે જેની અવગણના કરવામાં આવે. અલ્લાહતઆલાનો પયગામ એના બંદાઓ સુધી પહોંચાડવાની જવાબદારી મુસ્લિમ ઉમ્મતના માથે જ છે તેથી ગેર-મુસ્લિમોને ઇસ્લામથી વ્યવસ્થિત પરિચિત કરવાનું કાર્ય આ ઉમ્મતે જ પૂરૂં પાડવું પડશે :

"તમારામાંથી કેટલાક લોકો તો એવા જરૂર હોવા જોઈએ જેઓ નેકી (સદાચાર) તરફ બોલાવે, ભલાઈની આજ્ઞા આપે અને બૂરાઈઓથી રોકતા રહે. જે લોકો આ કામ કરશે, તેઓ જ સફળતા પામશે." (સૂરઃ આલેઇમરાન—૧૦૪)

દા'વત અને પ્રચાર-પ્રસારનું કાર્ય એ દૃષ્ટિએ પણ ધ્યાન આપવા યોગ્ય છે કે જ્યારે આપણે કોઈ માનવીને આગમાં બળતો જોવાનું પસંદ નથી કરતા અને તેને બચાવવાના બધા જ શક્ય પ્રયાસો કરી છૂટીએ છીએ તો પછી એ વાતને આપણે કેવી રીતે પસંદ કરી શકીએ છીએ કે આવતી કાલે કરોડો માનવો જહન્નમની આગમાં હોમાઈ જાય ? માનવતાનો કોઈ શુભેચ્છક કે જે આખિરતની નજાત (કે પરલોકની મુક્તિ)ને માનવ-જીવનનો અસલ અને નિર્ણયાત્મક પ્રશ્ન ગણતો હોય તે ખામોશ નથી બેસી શકતો બલ્કે તે અનિવાર્ય રીતે જરૂર લોકોને જહન્નમના દર્દનાક અઝાબ (યાતના)થી બચાવવાની ચિંતા કરશે. એ બાબતમાં તે પોતાના મનમાં એક વ્યગ્રતા અને બેચેની અનુભવશે. માટે જ અલ્લાહના અંતિમ રસૂલ સ.અ.વ.એ મક્કાના મુશ્રિકો (અનેકેશ્વરવાદીઓ)ના ઈમાન ન લાવવા પર એટલા બધા ચિંતાતુર અને ગમગીન રહેતા હતા કે આપને સાંત્વના આપવા માટે કુર્આનમાં આયતો નાઝિલ થઈ :-

"હે નબી ! કદાચ તમે આ પીડામાં પોતાના પ્રાણ ગુમાવી બેસશો કે આ લોકો ઈમાન લાવતા નથી." (સૂરઃ શૂઅરા—૩)

આ જીવનધ્યેયનો બીજો તકાદો એ છે કે આ દીનને પ્રભુત્વ આપવા માટે છેલ્લી હદ સુધીનો સંઘર્ષ કરવામાં આવે જેમકે અલ્લાહતઆલાએ ફરમાવ્યું:-

"અલ્લાહના માર્ગમાં જિહાદ (તનતોડ પ્રયાસ) કરો, જેવી રીતે જિહાદ

કરવાનો હક છે.'' (સૂરઃ હજ્જ—૭૮)

આ કોશિશનો હક્ક ત્યાં સુધી અદા નથી થઈ શકતો જ્યાં સુધી એના માટે શક્ય એટલું બધું જ જોર લગાવવા ઉપરાંત એની બધી જ જરૂરિયાતોને પૂરી કરવાનો અને તે બધી જ સાધન-સામગ્રીઓ વડે કામ લેવાનો પ્રયાસ કરવામાં ન આવે જે ઇસ્લામને એક આંદોલનની હેસિયતે આગળ વધારનારી અને વર્તમાન વિચાર તેમજ વર્તનના તંત્રમાં પરિવર્તન લાવનારી હોય. દીનની સ્થાપનાનું કાર્ય અલ્લાહની પ્રેરણા વિના હરગિઝ પૂરૂં નથી થઈ શકતું. તેના માટે દુઆ, સંકલ્પ અને ભરોસાની ખરેખર જરૂર છે પરંતુ એની સાથે જ દા'વતના કાર્યક્ષેત્રમાં ઉતરીને બધી જ માન્ય યુક્તિઓથી કામ લેવું અને અંતિમ હદ સુધીનું આંદોલન ચલાવવું પણ બિલકુલ અનિવાર્ય છે, કારણ કે દુનિયામાં કદી પણ દીન સલામતીના ખૂણામાં બેસીને દુઆઓ માંગવાથી કાયમ નથી થયો. જો એવું હોત તો ન તો પયગંબરોને કુર્બાનીઓ આપવાની જરૂર પડત કે ન સહાબાએ કિરામ રદિ.ને તન, મન, ધનની બાજી લગાવી દેવાની.

આજની પરિસ્થિતિમાં ઇકામતેદીન (દીનની સ્થાપના) માટે એક વ્યવસ્થિત ચળવળ કે આંદોલનની સખત જરૂર છે, કારણ કે લોકશાહી તંત્રમાં શાંતિપૂર્વક પરિવર્તન લાવવાની એ જ એકમાત્ર રીત છે. આ વાત કેવળ વર્તમાન પરિસ્થિતિના જ તંકાદારૂપ નથી બલ્કે ઇસ્લામે મુસલમાનોને પોતાની અંદર સામૂહિક વ્યવસ્થા પેદા કરવાનો કાયમી આદેશ આપ્યો છે એટલે સૂરઃ શૂરામાં ફરમાવ્યું :

''પોતાના મામલાઓ પરસ્પર સલાહ-મસલતથી ચલાવે છે.''

(સૂરઃ શૂરા—૩૮)

જો કે મક્કા અસત્યવાદીઓનો ગઢ હતો અને ત્યાં મુસલમાનો માટે જીવવું મુશ્કેલ થઈ ગયું હતું તેમ છતાં તેમને ઇકામતેદીન સંબંધી બાબતોમાં આપસમાં સલાહ-મસ્લત કરવાનું માર્ગદર્શન આપવામાં આવ્યું અને એ સ્પષ્ટ વાત છે કે આવી ચર્ચા-વિચારણા માટે સામૂહિક વ્યવસ્થા અનિવાર્ય છે.

આ જીવન-ધ્યેયનો ત્રીજો મહત્ત્વનો તકાદો 'ભોગ' અને કુર્બાની છે. દુનિયામાં કોઈ આંદોલન પણ ભોગ-બલિદાન અને કુર્બાની વિના સફળ નથી થયું અને ન કોઈ ઇન્કિલાબ મુશ્કેલીઓ અને તકલીફોનો સામનો કર્યા વિના આવી ગયો છે. તો પછી ઇકામતેદીનનો માર્ગ તો ઘણો કઠણ અને શરૂઆતથી અંત સુધી

ભોગ અને કુર્બાનીનો માર્ગ છે :

યે શહાદતગહે ઉલ્ફતમેં કદમ રખના હૈ
લોગ આસાં સમઝતે હૈં મુસલમાં હોના

આ કાર્ય પ્રત્યેક જમાનામાં અતિશય અઘરૂં અને ધૈર્યની પરીક્ષા લેનારૂં પુરવાર થયું છે. આજની પરિસ્થિતિમાં પણ ડગલે ને પગલે મુશ્કેલીઓ, અંતરાયો અને ખેંચતાણ છે તેથી આ જીવન-ધ્યેય સાથેના સંબંધને કારણે આપને જાત-જાતના સંકટોનો સામનો કરવો પડશે. આપની રોજીના સાધનો ઝૂંટવી લેવામાં આવશે; આપનું જીવન-ધોરણ (Standard of Life) કાયમ નહીં રહી શકે બલ્કે કરકસરયુક્ત અને તંગીમય જીવન ગુજારવા માટે પણ આપે પોતાના મનને તૈયાર કરવું પડશે અને આપના લાભ-હિત ભયમાં મૂકાઈ જશે. પરંતુ હકીકત એ છે કે માનવી જે મકસદ અને ધ્યેયને પ્રિય રાખે છે તેની ખાતર દરેક પ્રકારની કુર્બાનીઓ આપવા તૈયાર થઈ જાય છે અને દરેક મુશ્કેલી એના માટે આસાન થઈ જાય છે.

આજે ખોટા મકસદ અને અસત્ય ને જૂઠા આંદોલનની ખાતર મુસલમાનો શું શું નથી કરતા ? શું ભોગ અને કુર્બાનીની ભાવના મુસલમાનોના દિલમાંથી બિલકુલ નષ્ટ થઈ ગઈ છે ? વર્તમાનની જરૂરત એ છે કે મુસલમાનોના ભોગ અને કુર્બાનીની દિશા ખરા ઉચ્ચધ્યેય તરફ ફેરવી દેવામાં આવે. જો તમે ખરેખર અલ્લાહને પ્રિય રાખો છો અને એનો દીન આપની દૃષ્ટિએ બધાથી વધુ પ્રિય છે તો આપ ઘણી જ રાજી ખુશીથી એના માર્ગમાં કુર્બાનીઓ આપશો-સમયનો ભોગ, માલની કુર્બાની, ધંધા-રોજગારની કુર્બાની અને જાની કુર્બાની ! સાચા ઈમાનવાળાઓનો ગુણ અલ્લાહતઆલાએ એમ વર્ણવ્યો છે કે :

"અલ્લાહના માર્ગમાં લડવું જોઈએ તે લોકોએ જેઓ આખિરત (પરલોક)ના બદલે દુનિયા(આલોક)ના જીવનને વેચી દે." (સૂરઃ નિસા—૭૪)

ઈકામતેદીનના માર્ગમાં તો ન નિષ્ફળતાનો પ્રશ્ન પેદા થાય છે અને ન બદલો કે સવાબ (પૂણ્ય)ના બરબાદ થઈ જવાનો, તો પછી ભોગ અને કુર્બાનીની બાબતમાં કચવાટ કે અચકાવવું શા માટે ? અલ્લાહતઆલાને ત્યાં પરિણામ નહીં જોવામાં આવે બલ્કે ઈકામતેદીનની રાહમાં કુર્બાની આપનારાઓના દિલની નિખાલસતા, પ્રયાસો અને અમલ જોવામાં આવશે. કુર્આન એવા બધા માણસોને મનમોહક ખુશખબરી સંભળાવે છે:

"તેથી જે લોકોએ મારા માટે પોતાના વતન છોડ્યા અને જેમને મારા માર્ગમાં પોતાના ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને પજવવામાં આવ્યા અને મારા માટે લડ્યા અને માર્યા ગયા, તેમની બધી ભૂલો હું માફ કરી દઈશ અને તેમને એવા બાગોમાં દાખલ કરીશ જેની નીચે નહેરો વહેતી હશે. આ તેમનો બદલો (ઇનામ) છે અલ્લાહને ત્યાં, અને સૌથી શ્રેષ્ઠ બદલો અલ્લાહના જ પાસે છે." (સૂરઃ આલેઈમરાન—૧૯૫)

"તેથી જે લોકોએ મારા માટે પોતાના વતન છોડ્યા અને જેમને મારા માર્ગમાં પોતાના ઘરોમાંથી કાઢી મૂકવામાં આવ્યા અને પજવવામાં આવ્યા અને મારા માટે લડ્યા અને માર્યા ગયા, તેમની બધી ભૂલો હું માફ કરી દઈશ અને તેમને એવા બાગોમાં દાખલ કરીશ જેની નીચે નહેરો વહેતી હશે. આ તેમનો બદલો (ઇનામ) છે અલ્લાહને ત્યાં, અને સૌથી શ્રેષ્ઠ બદલો અલ્લાહના જ પાસે છે. અને અમે અવશ્ય તમને ભય અને ડર, ભૂખ, પ્રાણ અને ધન-સંપતિના નુકસાન અને આમદાનીઓની ખોટમાં નાખીને તમારી પરીક્ષા કરીશું. તેમને ખુશખબર આપી દો, આ સંજોગોમાં જે લોકો ધીરજ રાખે અને જ્યારે કોઈ મુસીબત આવી પડે તો કહે કે, 'અમે અલ્લાહના જ છીએ અને અલ્લાહના જ તરફ અમારે પાછા ફરવાનું છે." (સૂરઃ બકરહ—૧૫૪-૧૫૭)

જરૂરત એ વાતની છે કે મુસલમાનો અડગ નિશ્ચય અને હિંમત સાથે ઇકામતે દીનનો ઝંડો હાથમાં લઈને આગળ વધે. અલ્લાહની મદદ જરૂર એમની સાથે રહેશે : "અલ્લાહ અવશ્ય તે લોકોની મદદ કરશે જેઓ તેની મદદ કરશે." (સૂરઃ હજ્જ—૪૦)

પોતાનું જીવનધ્યેય સમજીને તેની તરફ આગળ વધનારા સંઘર્ષમય કર્મશીલોને અલ્લાહતઆલાએ વાયદો કર્યો છે કે તે દુનિયામાં તેઓને ખિલાફતનું ઉચ્ચ સ્થાન અતા ફરમાવશે :

"અલ્લાહે વચન આપ્યું છે તમારામાંથી તે લોકોને, જેઓ ઈમાન લાવે અને સદ્કાર્ય કરે કે તે તેમને એવી જ રીતે ધરતી ઉપર ખલીફા (નાયબ) બનાવશે જેવી રીતે તેમના અગાઉ થઈ ગયેલા લોકોને બનાવી ચૂક્યો છે. તેમના માટે તેમના તે દીન (ધર્મ)ને મજબૂત બુનિયાદો પર કાયમ કરી દેશે જેને અલ્લાહે તેમના માટે પસંદ કર્યો છે અને તેમની (વર્તમાન) ભયની સ્થિતિને શાંતિમાં બદલી નાખશે." (સૂરઃ નૂર—૫૫)

